॥ ॐ ॥

# धर्मध्वजने ठपको.

અથવા

## ॥ सिद्ध साधकना स्वप्ननुं उत्तरार्ध ॥

દોહરો.

નિંદક હમારા મત મરો, મરો હમારા પૂત;
અપનેકો પાવન કરે, વો સરજેગા ભૂત.

ખોદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;
વેણુ કવેણુ તો સંત ખમે, જેમ સાયરાં નીર ભરાય.

શ્રીધર.

---

રચનાર

**મણિલાલ મગનલાલ ત્રિવેદી**

રાયપુર પખાલીની પોળ, ચાર શેરી અમદાવાદ.

સર્વે ગ્રહસ્થોને વિના મૂલ્યે આપવાની ઇચ્છા ધરાવી પ્રગટ કરનાર

બાપુલાલ પિતાંબર કારભારી સાહેબ—માતર.

તથા

ઠક્કર હિરાલાલ પ્રેમજી માતર જીલ્લે ભરૂચ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦. સંવત ૧૯૬૬. ખ્રીસ્તાબ્દ ૧૯૧૦

હિતેચ્છુ પ્રેસ, ખાડીઆ અમદાવાદ.

॥ ॐ ॥

# धर्म भजने ठपको.

અથવા

## ॥ सिद्ध साधकना स्वप्नुं उत्तरार्ध ॥

દોહરો.

નિંદક હમારા મત મરો, મરો હમારા પૂત;
અપનેકો પાવન કરે, વો સરજેગા ભૂત.

ખોદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય;
વેણ કવેણ તો સંત ખમે, જેમ સાયરાં નીર ભરાય.

શ્રીધર.

રચનાર

**મણિલાલ મગનલાલ ત્રિવેદી.**

રાયપુર પખલીની પોળ, ચાર શેરી અમદાવાદ.

સર્વે ગ્રહસ્થોને વિના મૂલ્યે આપવાની ઇચ્છા ધરાવી પ્રગટ કરનાર

બાપુલાલ પિતાંબર કારભારી સાહેબ—માતર.

તથા

ઠક્કર હિરાલાલ પ્રેમજી માતર જીલ્લે ભરૂચ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૫૦૦. સંવત ૧૯૬૬. ખ્રીસ્તાબ્દ ૧૯૧૦.

હિતેચ્છુ પ્રેસ, ખાડીઆ અમદાવાદ.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# અગત્યની સૂચના.

સતી સ્ત્રીઓનાં લક્ષણોની સુજ્ઞ સ્ત્રીઓ તરફથી જૂદેજૂદે સ્થળેથી પત્રદ્વારાએ માગણીઓ થાય છે, પરંતુ પહેલી આવૃત્તિની હજારો પ્રત આ પુસ્તક પ્રગટ થયા પછી ફક્ત એક માસમાં ખપી ગઇ છે જેથી આ પુસ્તકની માગણી કરનારને એક પ્રત પણ મોકલવા નિરૂપાય છીએ. વિના મૂલ્યે છપાવવા કોઈ ગૃહસ્થ તૈયાર થશે તો બીજી આવૃત્તિ બહાર પડે પત્ર લખનારને તે પુસ્તક મોકલવામાં આવશે. વિના મૂલ્યે અપાતાં પૂસ્તકો માટે દરેક પુસ્તક દીઠ ૦-૦-૬ ટપાલખર્ચ માટે મોકલનારને તે પુસ્તક મોકલવામાં આવશે માટે તેવાં પુસ્તકો મંગાવનારે પુસ્તક દીઠ ૦-૦-૬ મોકલવા તસ્દી લેવી. પૃષ્ટ ભાગ ઉપર જણાવેલાં ૦-૧-૦ ની કીંમતનાં પુસ્તકો બની શકશે તો જીજ્ઞાસુ ગૃહસ્થદ્વારાએ છપાવરાવી વિના મૂલ્યે આપવાની યોજના થશે. શ્રી સદ્‌ગુરૂનાં લક્ષણો તેમજ શ્રેય સાધકનાં લક્ષણો એ પુસ્તકો સીલકમાં નથી માટે તે પુસ્તકોની માગણી હવે પછીનું પુસ્તક તૈયાર થાય ત્યાં સુધી કરવી નહિ. આ બન્ને પુસ્તકો પણ બની શકશે તો વિના મૂલ્યે આપવા પ્રયત્ન કરાશે. જે ગૃહસ્થોની મરજી આવાં પુસ્તકો છપાવરાવી વિના મૂલ્યે આપવાની હોય તેમણે પત્રદ્વારાએ આ પુસ્તક બનાવનારને લખવું વા વા રૂબરૂ મળવું.

લી. કર્તા.

# પ્રસ્તાવના.

"ધર્મધ્વજને ઠપકો" ( સિદ્ધ સાધકનું ઉત્તરાર્ધ ) એ વિષય લખી તૈયાર કર્યા પેહેલાં તેને પુસ્તકના રૂપમાં પ્રગટ કરી, તે પુસ્તક દરેકને વિના મુલ્યે આપવું કે કેમ તે વિચારમા હું હતો. આવાં નાનાં પુસ્તકો તૈયાર કરી તેનું કંઈપણ મૂલ્ય લીધા શિવાય જીજ્ઞાસુ મંડળમાં માગણી કરવાથી મોકલાવાય તો તેનો લાભ ઘણા મનુષ્યોથી લઈ શકાય. આ વિચારથી કોઇ ગ્રહસ્થ આ પુસ્તક છ. પાવરાવી વિના મૂલ્યે આપવાની ઇચ્છા ધરાવે તો ઠીક તેમજ કયા ગ્રહસ્થને આવું ધાર્મિક કાર્ય બતાવવાથી તે ગ્રહસ્થ આ પુસ્તક વિના મૂલ્યે આપવાની પસંદગી બતાવશે એમ મેં માતર ઠાકોરના કાર-ભારી સાહેબને પૃછા કરી. આ ગૃહસ્થે પ્રથમ પોતાનીજ મરજી આ પુસ્તક છપાવરાવવાની છે એમ નહીં દર્શાવતાં મોઘમજ જવાબ આ-પ્યો કે આશરે ૧૨ રૂપીઆમાં પ્રગટ થાય એટલી પ્રતો કઢાવાય અને તમે આજ્ઞા આપો તો તે પુસ્તક છપાવરાવવા હું યોગ્ય બંદો-બસ્ત કરૂં. કયા ગ્રહસ્થ આ પુસ્તક છપાવરાવશે તેમનું નામ જાણવા મેં આગ્રહ કર્યો ત્યારે આ પુસ્તક પોતાના તરફથીજ પ્રગટ કરા-વરાવવાનું છે એમ તેમણે જણાવ્યું. તેમના વિચારને માન આપી હિતેચ્છુ પ્રેસમાં આ પુસ્તકની ૫૦૦ નકલો કઢાવી જીજ્ઞાસુ સજ્જ-નોને વિના મૂલ્યે આપવાનો યોગ કરી આપ્યો છે. અત્યારસુધીમાં મારા તરફથી શ્રી સદ્ગુરૂનાં લક્ષણો, મેવાડા મહોદધિ મંથન અને કળિયુગના ચમત્કારો ક્રમાત્ એક, સવા, દોઢ અને અઢી રૂ.

રમામાં પ્રગટ થયાં છે. આ પુસ્તક બે ફરમાનું છે. હવેથી મહિલા પરિષદનું કર્તવ્ય, અને સિદ્ધ સાધકનું સ્વપ્ન આશરે અઢી અઢી ફરમામાં પ્રગટ કરાવરાવી આવાં નાનાં પુસ્તકો રચવાં બંધ કરી આર્ય પ્રજાને હરેક કાર્યમાં મદદગાર થઇ પડે એવાં વ્યવહારિક તેમજ પારમાર્થિક વસ્તુનો નિર્ણય કરનારાં પુસ્તકો રચવામાં આવશે. પુસ્તકના પ્રમાણમાં તેમનું મૂલ્ય પણ નક્કી કરવામાં આવશે. જે સજ્જનોએ મારાં રચેલાં પુસ્તકો વાંચ્યાં છે તેઓ મારા લેખની કીંમત સમજ્યા છે એટલુંજ નહીં પરંતુ તેવા સજ્જનોમાંથી કેટલાકે મને આગળથી જણાવ્યું પણ છે કે હવેથી હું જે જે પુસ્તક રચી પ્રગટ કરૂં તે તે પુસ્તક તેઓ મારી પાસેથી ખરીદશે એટલુંજ નહી પરંતુ મારાં રચેલાં પુસ્તકો વિદ્વાનોમાં ખપાવરાવી એક ગ્રંથકાર તરીખે પ્રસિદ્ધિમાં પણ આણશે. મેં અત્યારસુધી રેલ્વેમાં નોકરી કરી છે એટલે પુસ્તક રચવામાં જોડાક્ષરોની ભૂલો થાય છે એમ હું સ્વિકારૂં છું, પરંતુ જેમ જેમ પુસ્તકો રચાતાં જશે તેમ તેમ જોડાક્ષરની ભૂલો થોડી થશે વા નહીજ થાય એ નિઃસંદેહ છે. હું આશા રાખું છું કે મારા આવા શુભ કાર્યમાં ગુણજ્ઞ આર્ય બન્ધુઓ મદદ કરશે અને આ પુસ્તકના અંત ભાગમાં જણાવેલાં પુસ્તકોના આગળથી ગ્રાહક થઇ મને યોગ્ય મદદ આપશે.

લી.
કર્તા.

॥ ॐ ॥

# ધર્મધ્વજને ઠપકો.

## ( સિદ્ધ સાધકના સ્વપ્નનું ઉત્તરાર્ધ. )

પ્રિય ભક્તરાજ! આપ અત્યારે શા વિચારમાં લીન થયા છો? આપ કોઇ ભારે વિષયનું મનન કરતા હો એમ આપની મુખમુદ્રા ઉપરથી માલુમ પડે છે.

"નહીં મોટમલાલ; વિચાર તો કંઇ કરતો નથી, પરંતુ ગઇ કાલે રાત્રે, ૧૨ વાગ્યા પછી મેં એક અજાયબ ચિતાર જોયો તેના માટે હું વિચારમાં લીન થયો છું. આ ચિતાર જોયો તે સત્ય કે ખોટો તે હું કહી શકું તેમ નથી. કારણ કે આ ચિતારનો અનુભવ મેં એક મોટા નગરમાં કર્યો છે. અત્યારે સાધારણ શેહેરમાં છું. ત્યારે તે ચિતાર જોયો એ ખરો કે ખોટો? કારણ કે મને બરોબર યાદ છે કે જે વસ્તુ મેં જોઇ તે મેં સ્વપ્નાવસ્થામાં નહીં પરંતુ જાગ્રદાવસ્થામાં ખુલ્લી આંખે જોઇછે અને તે વખતે મેં મારી બુદ્ધિ પ્રમાણે માપણુ પણ કર્યું છે.

મોટમલાલ—પણ તમે એવું શું જોયૂં હતુ કે તેની સત્યતા સાબીત કરવા માટે આટલો બધો આગ્રહ રાખો છો?

કેવળરામભક્ત—ભાઇ! મેં જે જોયું હતું તેનો અનુભવ મનેજ છે. આ વાર્તા તમારા મોં આગળ કહીશ તો તમે એમજ કહેશો કે એ તો તમને સ્વપ્ન થયું હશે. પરંતુ તે સ્વપ્ન નહોતુ. મને તો તે સઘળું સત્યજ ભાસતુ હતુ.

મોટમલામ—જો તે માનવા લાયક હશે તો તેને સ્વપ્ન તરીકે મનાવવાનો મારો દુરાગ્રહ નથી. પરંતુ નહીં માનવા જેવી વાત હશે તો તે સત્યજ છે એમ પણ મારાથી કેવી રીતે કહી શકાશે? પરંતુ તમારા ઉપર મારો પૂર્ણ ભરોંસો છે જેથી તમે અનુભવેલી વાત કહેશો તેને ખોટી કહેવા હું હિંમત ધરીશ નહીં, માટે કૃપા કરીને આપે જે જે અનુભવ્યું હોય તે કહો.

ભક્ત—તમારી ઇચ્છા છે ત્યારે સાંભળો.

ગઈ કાલે રાત્રે હું શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ કરીને દસ વાગે સૂઇ ગયો હતો. સૂઇ ગયો તે વખતે મારા મનમાં કોઇ પણ જાતના વિચાર ઉત્પન્ન થયા નહોતા, હું શાંતિથીજ સૂઇ ગયો હતો. બે કલાક સૂતો નહીં એટલામાં એકાએક અવાજ મારા કાનમાં સંભળાયો, જેથી હું ઝબકીને જાગ્યો. ચક્ષુ ખોલી એ શાનો અવાજ થયો હશે એવો વિચાર મનમાં કરી આમ તેમ સૂતાં સૂતાં જોવા લાગ્યો. પરંતુ ત્યાં કંઇ દ્રષ્ટિએ નહીં પડવાથી આંખો વીંચી સૂઇ ગયો. આશરે એક કલાક પછી મારા પલંગ પાસે કોઇ આવતું હોય એમ મને ભ્રાંતિ થઇ. ભ્રાંતિ થતાં આંખો ઉઘાડી અને જોયું તો એક નવ યૌવના દિવ્ય સ્ત્રી મારા પલંગ સામે પદ્માસન વાળીને બેઠેલી જણાઇ. આ સ્ત્રીનાં ચક્ષુ મારા ચક્ષુ સામેજ હતાં એટલે જેવાં મેં મારાં ચક્ષુ ખોલ્યાં કે તરતજ તેના ચક્ષુ સામેજ મારી નજર ગઇ. નજર એક થતાં હું તે સ્ત્રીના ભવ્ય તેજમાં અંજાયો અને તેના મોં આગળ એક નાદાન બાળક ન હોઊં એમ મને લાગવા માંડ્યું. આ સ્ત્રીએ મેં આખો ઉઘાડી ત્યારપછી મારી આંખો સામે ફૂંક મારી અને ઉભી થઈ પોતાનો જમણો હાથ મારી આંખો સામે ધર્યો. જેથી તે વખતે હું અડધી સ્વપ્નાવસ્થામાં અને અડધી જાગ્રદાવસ્થામાં હોઊં એમ મને લાગ્યું; પરંતુ તેણીના પ્રબળ સં-

કલ્પના દબાણથી મારાથી બીલકુલ બોલાતુ નહોતુ જેથી કાષ્ટ યંત્રવત્ તેણીની મરજી પ્રમાણેજ મારે ચાલવાનું હતું. આ સ્ત્રીએ મને પોતાની સાથે આણેલી લાકડાની ઘોડી (પવન પાવડી) ઉપર બેસાડયો અને પોતાની યોગ શક્તિથી મને એક મોટા નગરના એક વિશાળ મેહેલમાં મૂકયો. ત્યાં મૂકયા પછી આ સ્ત્રીએ પોતાનો ડાબો હાથ મારા બરડા ઉપર ફેરવ્યો અને એકદમ અદ્રસ્ય થઈ ગઈ. આ સ્ત્રી મને અહીંઆં શા મ... લાવી હશે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે મારા મનમાં રમણ કરતો હતો. પરંતુ તે સ્ત્રીનો ડાબો હાથ મારા બરડા ઉપર ફર્યાથી મારામાં અલૌકીક જોસ્સો પ્રગટ થયો અને મેહેલમાં શું હશે તે જોવાની જીજ્ઞાસાથી બીજા વિચારોને કોરાણે મૂકી દઈ હું ઉઠયો અને મેહેલના ખંડેખંડ જોવા લાગ્યો. આ મેહેલમાં જૂદા જૂદા ખંડ હતા અને તે ખંડોમાં જૂદી જૂદી જાતની વસ્તુઓ ભરી હતી.

એક ખંડમાં યોગીશ્વરોની, સિદ્ધોની, ભકતોની અને સાધકોની છબીઓ હતી. તેમાં કેટલીક છબીઓમાં કેટલાક સાધકો સિદ્ધ પુરૂષોની સેવા કરતા માલમ પડતા હતા, કેટલીક છબીઓમાં ભકતો ડાબા હાથમાં ઘંટડી પકડી જમણા હાથે પ્રભુની આરતી ઉતારતા માલમ પડતા હતા, કેટલાક સાધકો નરઘાં ઉપર હાથ મારતા માલમ પડતા હતા, કેટલાક હારમોનીઅમ ઉપર બેઠેલા જોવામાં આવતા હતા, કેટલાક પ્રાણાયામ કરતા, કેટલાક ધ્યાનમાં બેઠેલા, કેટલાક વૃક્ષાસન કરતા, કેટલાક ગોરક્ષાસન કરતા, અને કેટલાક ત્રિપુટીમાં ધ્યાન ધરતા માલમ પડતા હતા. સિદ્ધોમાંથી કેટલાક પંચકેશ વધી ગએલા અને મસ્ત દશામાં બેઠેલા માલમ પડતા હતા, કેટલાક શ્રોતા વર્ગને ઉપદેશ કરતા માલમ પડતા હતા અને કેટલાક લાંબા

વખતથી સમાધીમાં બેઠા હોય એમ માલમ પડતા હતા.

બીજા ઓરડામાં પ્રવેશ કરતાં ત્યાં જૂદાજ પ્રકારનાં ચિત્રો ટાંગેલાં માલમ પડતાં હતાં. કેટલાંક ચિત્રો અપ્સરાઓનાં જોવામાં આવતાં હતાં. આ અપ્સરાઓ દિવ્ય વસ્ત્રાલંકાર ધારણ કરી દેવોના મોં આગળ નૃત્ય કરતી માલમ પડતી હતી. તેમાંથી કેટલીક ગાંધર્વ લોકોના ખભા ઉપર જમણો હાથ મૂકી ત્યાંથી જતા રહેવા આગ્રહ કરતી હોય એમ દેખાતી હતી. કેટલીક ઇંદ્રના મોં આગળ બે હાથ જોડીને ઉભી રહેલી માલમ પડતી હતી. કેટલીક એક બીજાનો હાથ ઝાલી સામા માણસનું મન રંજન થાય એમ નૃત્ય કરતી હતી. કેટલીક દેવતાઓ તરફ નેત્રનાં કટાક્ષ ફેંકતી પ્રતીત થતી હતી, અને કેટલીક ઉદાસીન ચેહેરે બેઠેલી જોવામાં આવતી હતી. કેટલાક ઓરડામાં જૂદી જૂદી જાતનાં પુસ્તકોનો ભંડાર જોવામાં આવતો હતો. આવા ઓરડાઓ જોયા પછી હું આમ તેમ ફરતો ફરતો એક લાકડાની ભીંત આગળ ગયો. આ ભીંતને બારિકાયા અવલોકતાં તેમાં એક ઝીણી ફાટ માલમ પડી આ ફાટની અંદરથી જોવાય એમ નહોતું, પરાણે પરાણે તેમાં જમણી આંખથી જોવાનો પ્રયત્ન કરતો હતો, પરંતુ પા કલાક સુધી મથતાં પણ જ્યારે કંઇ પણ દેખાયું નહી ત્યારે હું કંટાળ્યો અને એ ફાટ ઉપર મને ઘણીજ રીસ ચડી હોય તેમ હું ક્રોધે ભરાયો અને "બળી આ ફાટ" એમ કહીને મેં મારો જમણો પગ જોરથી પૃથ્વી ઉપર પછાડ્યો. પગ પછાડતાની સાથે એક અવાજ થયો અને જે ફાટ જોવામાં આવતી હતી ત્યાંથી બંન્ને તરફનાં પાટીઆં ખશી ગયાં અને અંદર જવાનો માર્ગ ખૂલ્લો થયો; મારા આનંદનો હવે પાર રહ્યો નહીં અને તે ખુલ્લા માર્ગમાંથી હું અંદર ગયો. આશરે થોડાંક ડગલાં ત્યાંથી આગળ ચાલ્યો એવામાં એક

મોટા દ્વારવાળો એક ઓરડો નજરે પડયો. આ ઓરડાનાં બારણાંને ધકેલતાં તે ઉઘડી ગયાં અને અંદરથી ભવ્ય પ્રકાશ નિકળતો મને માલમ પડયો. આ પ્રકાશની સહાયતાથી મને ત્યાં આનંદભેર જોવાનું અને વાંચવાનું મળ્યું. આ ઓરડાની અંદરના ભાગમાં એક ગુફા હતી. ગુફાની પાસે એક વિશાળ ઓરડો હતો. ગુફામાં શું હશે તે જાણવાની જીજ્ઞાસા થવાથી હું ગુફામાં ઉતર્યો. ગુફામાં એક વ્યાઘ્રાંબર હતું અને એક રૂપાના મોટા કોડીઆમાં ઘીનો દિવો બળતો હતો. પાસે થોડાં પુષ્પ તથા સંધ્યાનાં વાસણો પડેલાં હતાં. આ સર્વે વસ્તુઓ હમણાંજ કોઇ તૈયાર કરી ગયું હશે એમ માલમ પડતું હતું. આ ગુફા જોઇ રહ્યા પછી ગુફાની પાસેનો ઓરડો જોવા હું ગુફામાંથી બહાર નીકળ્યો અને ઓરડામાં ગયો "આ ઓરડામાં એક સોનાનું સિંહાસન હતું તેના ઉપર ભગવાન્ મહાકાલ (મહેશ્વર ભગવાન્) ની આજ્ઞા માનનારે અહીંઆં રહેવું" એમ લખેલું માલમ પડતું હતું સિંહાસન પાસે "ધર્મધ્વજની ચડતી અને પડતી" એવા શબ્દોથી લખાએલી બે ધજાઓ માલમ પડતી હતી તેમાં "ધર્મધ્વજની ચડતી" લખેલી ધજા થોડી થોડી વિંટાતી જતી હતી અને "ધર્મધ્વજની પડતી" એવા શબ્દોથી લખાએલી ધ્વજા ધીમે ધીમે ઉકેલાતી હોય એમ જણાતી હતી. આ ધ્વજાની જમણી બાજુએ એક ત્રાંબાનું આસન હતું તેના ઉપર "ભક્તનું આસન" એવા શબ્દો લખ્યા હતા. ડાબી બાજુએ રૂપાનું આસન હતું તેના ઉપર "યમના સ્વરૂપનું આસન" એવા અક્ષરો વંચાતા હતા. ઓરડાના મધ્ય ભાગમાં "હમેશાં પ્રાતઃકાળમાં મળવું થાય છે" એમ લખેલું હતું. હું આ સર્વે લેખો જોઇને અજાયબીમાં પડયો. આ લેખોનો ગુઢાર્થ હું સમજી શકયો નહિ. મહાકાળ શું? ધર્મધ્વજ

શું ? યમનું સ્વરૂપ શું ? પ્રાત:કાળમાં કેમ મળવું થતું હશે? એના રહસ્યને નહીં સમજવાથી તે માટે મારા મનમાં અસંખ્ય વિચારો આવતા હતા. મહાકાળ નામનો કોઇ માણસ હશે તે આ મેહેલનો ઉપરી હશે તેને નમસ્કાર કરવા બીજા મનુષ્યો સવારમાં આવતા હશે. આવો વિચાર કરીને તરતજ મનનું સમાધાન કરવા જતો હતો. પરંતુ તે સમાધાન થતું નહોતું એટલામાં બીજાજ તરંગો ઉઠતા હતા. "જો આ મેહેલનો ધણી મહાકાળ નામનો હોય તો પાસે ધર્મધ્વજની ચડતી અને પડતી" એ ધ્વજાઓ શાની હશે ? વળી ત્રાંબાના આસન ઉપર કયા ભક્ત આવીને બેસતા હશે? શું મરી ગએલા ભકતો માણસનું રૂપ લઇને અહીંઆં આવતા હશે? શું નરસિંહ મેહેતો, મીરાંબાઇ, અંબરિષ, પ્રેહેલાદ, કે વિદૂર દેવતાઓનાં સ્વરૂપ ધારણ કરીને વારા ફરતી અહીંઆં આવી મહાકાળને પ્રણામ કરી જતા હશે ?" આવા આવા વિચારો મને અસંખ્ય થવા માંડ્યા, પરંતુ આ ઘુંચવાડાનો નિકાલ કરવો તે મારી બુદ્ધિની બહાર હતું જેથી મન સાથે વિચાર કરી હું ત્રાંબાના આસન ઉપર બેશી ગયો. મેં વિચાર કર્યો કે આ આસન ઉપર "ભક્તાનું આસન" એમ લખેલું છે તેથી આના ઉપર બેસવાથી મેં અપરાધ કર્યો છે એમ સવારમાં કોઇ આવેલો દેવ કે મનુષ્ય જોશે તો કહી શકશે નહિ. કારણકે આ આસન ભક્તાને માટે છે અને હું પણ ભક્તાજ છું. કદાચ મારા કરતાં કોઇ ચઢીયાતો ભક્ત આવશે તો હું તે વખતે ત્યાંથી ઉઠી જઇશ પરંતુ હમણાં તો મને બેસવા દે. આવા વિચારથી હું કોઇની પણ બીક રાખ્યા શિવાય ત્રાંબાના આસન ઉપર બેઠો. બેઠો તો ખરો પરંતુ એમને એમ બેસવું મને ઠીક લાગ્યું નહી. લગાર ભજન ગવાય તો ઠીક એમ ધારીને મેં મોઢેથી લલકારવા માંડ્યું:—

જાગોરે આળસ ત્યજી બંધુઓ, સતી શ્રુતિ જગાડે;
જન્મ મરણના પાસથી, પ્રયુક્તિથી બચાવે. —જાગોરે. ૧
શુદ્ધ સ્વરૂપ જો તાહરૂં, ત્યજી માયા હઠીલી;
તત્ત્વમસિ પદ ઓળખી, જો ચિતિ શક્તિ રસીલી.—જાગોરે. ૨
દૂર કરી મળ મન તણો, અહંબ્રહ્માસ્મિ થાને;
દ્વૈત પ્રપંચ કર વેગળો, અદ્વૈત પંથે તું ધાને. —જાગોરે. ૩
પૃથ્વીના નૃપથી માંડીને, બ્રહ્મા સુધીના લોકો;
સર્વે ઉપાધીથી નાસતા, સુખી કોઇ નવિ લોકો. —જાગોરે. ૪
સત્ ચિત્ આનંદ મેળવો, કરી જડ દુઃખ આઘા;
શાંત સ્વરૂપ થાઓ પ્રેમથી, કદી પડશો ન પાછા.—જાગોરે ૫
હૃદયના ઉડા ભાગમાં, ધ્યેય સ્થિર તમ કરજો;
શોક તથા ભય ત્યાં નથી, હોંસે તત્વમાં રમજો. —જાગોરે. ૬
ભૂતો તણાં તનુ દેખતાં, જાણો ત્રિતાપવાળાં;
માયા તણાં એ કાર્ય છે, સમજીને કરો ન્યાળાં. —જાગોરે. ૭
માયા તણા અધિષ્ઠાનને, ગુરૂ દેવથી જાણી;
હૃદયે હૃદયથી ભેટીને, કરો દ્વૈત ધૂળધાણી. —જાગોરે. ૮

અહો ? મનુષ્યોને અજ્ઞાન રૂપી ગાઢ નિંદ્રામાંથી જાગ્રત થવા પરમ હિતૈષિણી શ્રુતિ ભગવતિ કેવો અત્યુત્તમ બોધ કરે છે ? પરંતુ મનુષ્યોનાં હૃદય એવા પથ્થર જેવા થઈ ગયાં છે કે શ્રુતિ ભગવતીની આજ્ઞાઓ તેવાં મનુષ્યોને વિષ સમાન લાગે છે. પોતામાં સૂક્ષ્મ બુદ્ધિનો અભાવ હોવાથી સૂક્ષ્મ વિષયને ગ્રહણ ધારણ કરવાનું તેઓનામાં બળ હોતું નથી, જેથી સ્થૂળ વિષયોનેજ શ્રેષ્ટ માનનાર અવિવેકી મનુષ્યોને તે વિષયોજ શ્રેષ્ટ લાગતા હોવાથી તેના કરતાં સારા અને શ્રેયનો રસ્તો બતાવનાર વિષયો

તરફ સ્વાભાવિક રીતેજ અરૂચી હોય છે. હવે પ્રાતઃકાળ થવાનો સમય થવા આવ્યો હોય એમ લાગે છે. પ્રાતઃકાળમાં પ્રભુના મંગળ નામની માળા ફેરવી હોય અથવા શ્રીઈશ્વરનું ધ્યાન ધરવાનો લાભ મળે તો હૃદયમાં સત્વ ગુણનો વધારો થાય છે માટે થોડીવાર પ્રભુના નામની માળા ફેરવું તો સારૂં. આવો વિચાર કરીને મેં મારી ડોકમાં નાંખેલી માળા કાઢી અને આંખો મીંચી મારા ગુરૂએ બતાવેલી યુક્તિ પ્રમાણે માળા ફેરવવા બેઠો * થોડો સમય આવી રીતે માળા ફેરવ્યા પછી વિજળીના ઝપકારાની માફક મારી આંખમાં પ્રકાશ પડ્યો જેથી તે પ્રકાશ કયે સ્થળેથી આવ્યો હશે તે જાણવા મેં આંખો ખોલી અને જોયું તો સુવર્ણના સિંહાસન ઉપર બીરાજમાન થએલી એક દીવ્ય મૂર્તિનાં દર્શન મને થયાં. આ દીવ્ય મૂર્તિનું સ્વરૂપ ઘનશ્યામ હતું. ચાર હાથ હતા અને વસ્ત્રમાં ફકત લંગોટી વાળેલી

* કોઈને એમ શંકા થશે કે માળા ફેરવવામાં વળી ગુરૂ તરફની યુક્તિનો ઉપદેશ લેવાની શી જરૂર છે? પરંતુ મંત્રનો ઉચ્ચાર કરવામાં દોષ આવે છે તો કરેલો જપ બહુધા વ્યર્થ જાય છે અને જેઓએ તેટલું ફળ ઉપજાવી શકતો નથી. વળી માળા ફેરવતી વખતે વૃત્તિને કેવી રીતે સ્થિર રાખી માળા ફેરવવી તે પણ શ્રીસદ્‌ગુરૂ તરફથી જાણવું જરૂરનું છે. માળા ફેરવવી (જપ જપવો) તે કેવળ શુદ્ધ કર્મ છે બીજા બધા યજ્ઞો કરતાં શ્રી કૃષ્ણ પરમાત્માએ यज्ञानां जपयज्ञोस्मि યજ્ઞમાં જપ યજ્ઞ હું છું એમ કહીને જપ યજ્ઞનેજ શ્રેષ્ઠ માનેલો છે. એટલે માળા ફેરવવી તે કેવળ અંતર બહારથી શુદ્ધ થઈનેજ ફેરવવાની છે. મનુષ્યોમાંથી મોટો ભાગ હૃદયમાં પારકી સ્ત્રીઓનું ચિંતવન રાખીને તેમજ બીજાઓનું બુરૂ ક્યારે થાય એવા વિચારોને હૃદયમાં એકત્ર કરીને માળા ફેરવતો હોય તો તેમની તેવી રીતે માળા ફેરવવી તે ગરમ ચીમા રાખ નાખવા બરોબર છે.

હતી. બે હાથે ભદ્રા મૂદ્રા ધારણ કરી હતી ત્રીજો હાથ કોઇને અભય મૂદ્રાથી આશીરવાદ દેતા હોય એમ લાગતો હતો અને ચોથા હાથે ચક્ર ધારણ કર્યું હતું. નેત્રની દૃષ્ટિ બે ભ્રમરના વચમાં હતી. આવી જ્ઞાનમય મૂર્તિ જોઇને તેમનામાં મને ઇશ્વરભાવ સ્ફુર્યો અને મારા આસન ઉપરથી કૂદકો મારી દોડતો તેમના ચરણકમળમાં સાષ્ટાંગ પ્રણામ કરીને પડયો. પરંતુ તે દિવ્ય સ્વરૂપે તો મને જોઇને કોઇપણ તરેહનો પ્રેમ કે અભાવ બતાવ્યા શિવાય પોતાની સ્થિતિમાં ફેરફાર કર્યો નહિ. આખરે હું બે હાથ જોડતો પાછે પગે તેમનાથી થોડેક દૂર નીચે બેઠો.§ થોડો વખત વીતી ગયા પછી આ

§ દેવમંદિર, શ્રીસદ્ગુરૂ અને પોતાના ઈષ્ટદેવની આગળ સભ્યતાથી જવું જોઇએ અને વિવેક તથા વિનયપૂર્વક તેમના દર્શન કરી પાછે પગે જઇ આપણા પીઠનો ભાગ તેમની સન્મુખ રહે નહિ એમ યોગ્ય સ્થળે જઇને બેસવું જોઇએ. માણસો દેવમંદિરમાં, ગુરૂ કે યોગીન્દ્ર મહાત્માના સમીપ જઈ જેવા પ્રકારનો નમસ્કાર કરે છે તેવા પ્રકારની બુદ્ધિની શુદ્ધિ તે માણસમાં થઈ છે તેમજ તેટલાજ પ્રમાણથી તેણે અભીમાનનો ત્યાગ કરી વિનય સંપાદન કર્યો છે એમ માની શકાય છે. શાસ્ત્રમાં નમસ્કાર ચાર પ્રકારના કહ્યા છે. મૂર્ખ સામાન્ય, પંચાંગ અને સાષ્ટાંગ. નમવાની કંઇપણ ક્રિયા કર્યા વિના બે હાથ ભેગા કરી જય શંભુ, જય જય, જય મહારાજ, નમસ્તે આ પ્રમાણે બોલવું તેને મૂર્ખ નમસ્કાર કહેવામાં આવે છે, કારણ કે મોંઢેથી તેવા શબ્દોના ઉચ્ચાર કર્યા શિવાય તેનામાં નમન કરવાનો કોઇ પણ જાતનો ભાવ જણાતો નથી. બે હાથ જોડી માથાને ચાર આંગળ નમાવવું તેને સામાન્ય નમસ્કાર કહે છે, કારણ કે આમાં નમસ્કાર સામાન્ય રીતે થએલા છે. નીચે બેસી બન્ને હાથ જમીન ઉપર રાખી માંથાને બે હાથ ઉપર મૂકી નમસ્કાર કરવા તેને પંચાંગ નમસ્કાર કહે છે અને આઠે અંગે જમીન ઉપર ઊંધા સૂઇ જઇને નમસ્કાર કરવા તે સાષ્ટાંગ નમસ્કાર

દિવ્ય મૂર્તિએ દિવ્ય નાદ કાઢયો અને મને ઉદ્દેશીને બોલવું શરૂ કર્યું.

"ભક્તરાજ! અગત્યના કારણસર તમને મારી યોગશક્તિવડે અહીંઆં લાવવામાં આવ્યા છે. શા કારણ માટે લાવવામાં આવ્યા છે તેનું કારણ આગળ ઉપર જણાશે. પરંતુ હમણાં તો તમે તમારા માટે નિર્માણ કરાએલા ત્રાંબાના આસન ઉપર મારી આજ્ઞાથી બેસો. ત્યાં તમે બેસશો એટલે મારા સંકલ્પથી તમારા સામે રાખેલા રૂપાના આસન ઉપર અંતરિક્ષથી યમના સ્વરૂપના પાંચદેવ આવીને બેસશે. ત્યાર પછી તમારા બન્નેના વચમાં રાખેલી ધર્મધ્વજમાંથી "ધર્મધ્વજ" નામનો એક અંતરિક્ષ લોકનિવાસી દેવ નીકળશે. તેના નિકળ્યા પછી હું જે જે આજ્ઞાઓ કરૂં તે તમે બરોબર લક્ષ્યમાં રાખજો. હમણાં તો તમે ઉઠો અને તમારા આસન ઉપર બેસો."

ભગવાન્ મહાકાલની આજ્ઞાથી હું તે સ્થળેથી ઉઠયો અને ત્રાંબાના આસન ઉપર બેઠો. થોડીવાર પછી તોપ ફૂટે એવો અવાજ થયો અને "अधिदैवतमाधिलोकमाधिवेदमधियज्ञमधिभूतमध्यात्मंच कश्चिदन्तरवस्थितोयमधिताऽन्तर्यामी ॥"

એ શ્રુતિ બોલતા પાંચ પુરૂષો અંતરિક્ષથી ઉતરી ભગાવાન મહાકાળને પ્રણામ કરી રૂપાના આસન ઉપર બેઠા. ત્યાર પછી થોડો સમય જતાં બીજો ભડાકો થયો કે તરતજ બન્ને ધ્વજની અંદરથી એક દેવ નીકળ્યો તેણે પણ પ્રથમ મહાકાળને પ્રણામ કરી

---

**વા પ્રણામ કહેવાય છે. પૂર્વે પૂર્વ કરતાં ઉત્તર ઉત્તર નમસ્કાર શ્રેષ્ઠ છે માટે જેમ બને તેમ સાષ્ટાંગ અથવા તેમ ન બને તો પંચાંગ નમસ્કાર કરવાનો મહાવરો તો જરૂર રાખવો.**

યમના સ્વરૂપના રૂપના પાંચે દેવને નમસ્કાર કર્યા અને ત્યાર પછી બન્ને સ્વજના મધ્ય ભાગમાં હાથ જોડી ઉભો રહ્યો. આ ક્રીઆ થઇ રહ્યા પછી તે સ્થળે સંપૂર્ણ શાંતિ વ્યાપી ગઇ. ત્યાર પછી-ભગવાન મહાકાળે યમના સ્વરૂપના પાંચે દેવની સમક્ષ ધર્મ-ધ્વજને નીચે પ્રમાણે ઠપકો આપવા માંડ્યો.

હે ધર્મધ્વજ ! બ્રહ્માંડનો તેમાં વિશેષેકરીને પૃથ્વીપરના મનુષ્યોના સુખ દુઃખનો આધાર તારા ઉપર છે. અનેક બ્રહ્માંડો ડોલાવવાને હું શક્તિમાનછું. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, નક્ષત્ર, તારા, દેવ, અસુરો, મનુષ્યો, સપ્ત ઋષિઓ વગેરે મારી આજ્ઞાઓ માને છે. જેઓ મારી આજ્ઞાઓનું ઉલ્લંઘન કરે છે તેઓ દુઃખના ભાગી થાય છે મારી આજ્ઞાઓ સરલ હૃદયના મનુષ્યોને તરતજ અસર કરે છે અને જે મનુષ્યો પૂર્ણ પ્રેમથી મારી આજ્ઞાઓનું પરિપાલન કરે છે તેઓ વ્હેલા મોડા પણ મોક્ષ ગતિને પોહોચે છે. *મારૂં સ્વરૂપ અતિ

*શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના સ્વરૂપને કેવી રીતે પમાય તેનું વર્ણન કર્યું છે. જેઓ ઇંદ્રિયોના સમૂહને સારી રીતે નિયમમાં લાવીને સર્વ ઠેકાણે સમાન બુદ્ધિવાળા થઈ તથા સર્વ પ્રાણિઓના હિતમાં પ્રીતિવાળા થઇ અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વવ્યાપક અચિંત્ય અને કૂટસ્થ, અચળ તથા પરિણામિ ભાવથી રહિત એવા નિર્ગુણ બ્રહ્મરૂપ અક્ષરને નિરંતર ઉપાસે છે તેઓ પણ મનેજ (નિર્ગુણ બ્રહ્મને) પામે છે.

મન મારામાંજ સ્થિર કર; બુદ્ધિને મારામાંજ સ્થિર કર; આ શરીરનો પાત થયા પછી મારામાંજ નિવાસ કરીશ એમાં સંશય કરવો નહિ હે ધનંજય જે મારામાં ચિત્તને સ્થિર સ્થાપન કરવાને શકિતમાન નહિ થા તો અભ્યાસ યોગવડે મને પામવાને ઇચ્છ.

અભ્યાસમાં પણ અસમર્થ હોય તો મારા કર્મમાં (નવધા ભક્તિમાં) પરાયણ થા. મારે અર્થે કર્મોને પણ કરતો છતો સત્વ શુદ્ધિને પામીશ.

ગહન છે એટલે મારા ખરા સ્વરૂપને વિરલાજ જાણે છે. હું બ્રહ્માંડની અંદર અને બહાર વિલસી રહ્યો છું જેથી મનુષ્ય લોકથી સત્ય લોક સુધીના મનુષ્યો અને દેવોના હૃદયમાં ઉઠતા સારા અથવા ખોટા વિચારોને એક ક્ષણમાં જાણી શકું છું. પરંતુ અજ્ઞ મનુષ્યો સર્વ સ્થળે મારૂં અસ્તિત્વ નહિ સ્વિકારતા હોવાથી સ્વેચ્છાએ વર્તી અઘટિત કર્મો કરે છે. તેમનાં આવાં કૃત્યો માટે તેમને તેજ વખતે હું શિક્ષા કરવાને શક્તિમાન છું પરંતુ તેમનાં આગળનાં પૂણ્ય કર્મોને લીધે જ્યાંસુધી તેમના પૂણ્ય કર્મોનું ફળ પૂરૂં થાય નહીં ત્યાં સુધી હું તેવા કર્મ ચંડાળોને દુઃખ આપતો નથી. પરંતુ તેમનું પૂર્વનું પૂણ્ય પૂરૂં થાય છે અને પાપ કર્મનો વિપાક થાય છે એટલે તેમના પાપનું ફળ તેજ જન્મમાં વા બીજા જન્મમાં આપું છું. પાપ કર્મ કરનારામાંથી ઘણા મનુષ્યો પાપ કર્મ કરતા છતાં સુખ ભોગવે છે અને પૂણ્ય કર્મ કરનારામાંથી ઘણા મનુષ્યો પૂણ્ય કર્મ કરતા છતા દુઃખ ભોગવે છે તે જોઇ "ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ" આવાં વચનો અવિવેકીઓ બોલે છે અને ખોટા કર્મમાં

---

જો ભગવત્ સંબંધી કર્મને પણ કરવાને અશક્ત હોય તો મારા યોગનો આશ્રય કરીને વશ રાખેલા ચિત્તવાળો થઇ સર્વ કર્મના ફળનો ત્યાગ કર.

સર્વ ભૂતોનો દ્વેષ નહિ કરનારો, મૈત્રીવાળો, કરૂણાવાળો, મમતારહિત, અહંકાર રહિત, દુઃખસુખ જેને સમાન છે એવો ક્ષમાવાળો, નિરંતર સંતોષી, સમાહિત ચિત્તવાળો, શરીર તથા ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, દૃઢ નિશ્ચયવાળો, મારામાં અર્પણ કરેલાં મન બુદ્ધિવાળો, મારો ભક્ત તે મને પ્રિય છે. જેને નિંદા અને સ્તુતિ તુલ્ય છે એવો, મૌનવાળો, પ્રારબ્ધવડે જે કાંઇ અન્નવસ્ત્રાદિ મળે તેથી સંતોષી, ઘર વિનાનો, સ્થિર બુદ્ધિવાળો, અને ચિત્તવૃત્તિને નિરંતર આત્માકાર રાખનાર મને પ્રિય છે.

પ્રવૃત્ત થાય છે. પરંતુ સમજુ મનુષ્યોએ આવાં વચનો ઉપર વિશ્વાસ રાખી પોતાના પૂણ્ય કર્મોથી પાછા પડવાનું નથી. પાપીઓ પાપ કર્મ કરતા છતાં સુખ ભોગવે છે તે તેમના પૂર્વ જન્મના પૂણ્ય કર્મોના પ્રતાપથી ભોગવે છે, અને જે પૂણ્યશાળી મનુષ્યો પૂણ્ય કર્મ કરતા છતા દુઃખ ભોગવે છે તે તેમના પૂર્વ જન્મના પાપ કર્મોના પ્રતાપથી દુઃખ ભોગવે છે એવું સમજી શુદ્ધ અંતઃકરણવાળા મનુષ્યો પાપ કર્મમાં અભિરૂચી રાખતા નથી. વર્ષાદનું વરસવું સર્વ સ્થળે થાય છે તેમજ સૂર્યનો પ્રકાશ પણ સર્વ સ્થળે પડે છે પરંતુ જેમ ખારાશવાળી જગ્યામાં વરસાદનું વરસવું કંઇ ફળ ઉપજાવી શકતું નથી અને અપવિત્ર જગ્યામાં પડેલો સૂર્યનો પ્રકાશ દરેકને નકામો થઇ પડે છે તેવી રીતે મારો પ્રેમ સર્વત્ર પથરાઇ રહ્યો છે પરંતુ તે પ્રેમનો રસ ખરા યોગીઓ, તત્વજ્ઞાનીઓ અને શુદ્ધ અંતઃકરણવાળા ભક્તોજ પીએ છે. જેમ જેમ સૃષ્ટિમાં મારી સત્તાથી પ્રાણીઓનું ઉત્પન્ન થવું થાય છે તેમ તેમ તેવા પ્રાણીઓના સુખને માટે હું તેમના ઉપયોગ સારૂ જૂદા જૂદા પદાર્થો મારા સંકલ્પથી પરમાણુ દ્વારાએ ઉત્પન્ન કરૂંછું, જે પરમાણુઓ વૃક્ષ રૂપે, છોડવા રૂપે અને સાંઠા રૂપે વૃદ્ધિ થઇ મનુષ્યોને જોઇતી ચીજો પૂરી પાડે છે. હું મનુષ્યોને હરેક પ્રકારે સુખ થાય એવી વ્યવસ્થા રાખુ છું તે છતાં મારી સત્તાની મહત્તા નહીં સમજતાં કેટલાક મૂઢ મનુષ્યો જેમ ફાવે તેમ વર્તી તે પદાર્થોનો નિષિદ્ધ રીતે ઉપયોગ કરે છે એટલુંજ નહી પરંતુ તેવા પામર મનુષ્યો જોબનના મદમાં મારૂં અસ્તિત્વ પણ સ્વિકારતાં આંચકો ખાય છે અને જેમ ફાવે તેમ વર્તે છે. આવાં કારણોને લઇને જ્યારે જ્યારે અધર્મિઓની વૃદ્ધિ થઇ ધાર્મિક મનુષ્યોને તેવા અધર્મિઓ વિના કારણે દુઃખ દે છે ત્યારે

ત્યારે હું જૂદે જૂદે રૂપે અવતાર ધારણ કરી ધર્મિ પુરૂષોની રક્ષા કરૂંછું અને અધર્મીઓનો સંહાર કરૂંછું. કોઇ વખતે હું ઋષિ મૂનિઓના કૂળમાં અવતાર ધારણ કરૂં છું, કોઇ વખત ક્ષત્રિયના ત્યાં અવતાર ધારણ કરૂંછું અને પ્રસંગને લઇને કોઇ વખત અપર જાતિના પૂણ્યશાળી મનુષ્યના ત્યાં અવતાર ધારણ કરૂંછુ. મારા અવતારમાં અને મારા શુદ્ધ સ્વરૂપમાં યોગીઓ એકાગ્રતા પૂર્વક ધ્યાન ધરતા હોવાથી તે યોગીઓના હૃદયને મારા ચિત્ત સમાન કરૂંછું એટલે ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ ઐશ્વર્યો શિવાય તે યોગીઓના હૃદયને મારા જેવું ઐશ્વર્યવાન બનાવું છું અને છેવટે તેવા પવિત્ર અંતઃકરણવાળા યોગીઓને મારામાં અભેદભાવને પમાડું છું. આવા યોગીઓ સંસારમાં વિચરતા છતા કોઇ વખત ઉન્મત્ત ચેષ્ટા રાખે છે, કોઇ વખત મનુષ્યોના સમુહમાં રહી સ્ત્રી પુરૂષોને ઉપદેશ કરે છે અને કોઇ વખતે નિસ્પૃહ પણે સમાધિમાં મસ્ત રહે છે. તેવા જ્ઞાની મહા પુરૂષોના હૃદયના આશયને પામર મનુષ્યો જાણી શક્તા નથી જેથી તેવા પામર મનુષ્યો પાપથી ઘેરાઇ તેવા મહા પુરૂષોની નિંદા પુસ્તકદ્વારાએ કે બીજી રીતે કૃદિ કૃતિ કરે છે. આવા દયાળુ યોગીઓ મારી સત્તા સ્ફુર્તિથી લોક હિત માટે વર્ણાશ્રમના ધર્મો સચવાય એવાં પુસ્તકો શ્રમ લઇને લખે છે. આ ઉપરથી એમ સમજવું કે જ્યારે યોગીઓને મેં આટલી સત્તા આપી છે ત્યારે યોગીઓ મારૂં પોતાનું સ્વરૂપ છે એમ હે ધર્મધ્વજ તારે તારી ધર્મ ધ્વજમાં માન્ય કરી તે ધ્વજને સૃષ્ટિમાં ફેલાવવાનો પ્રયત્ન કરવો જોઇએ એટલુંજ નહીં પરંતુ યોગીઓ લોકોને માટે જે પુસ્તકો લખે છે તે પુસ્તકો પણ મારી સત્તા સ્ફુર્તિથી લખાય છે એટલે પુસ્તક રૂપે પણ હું પ્રગટ થાઉછું. મારી આ રચનાના

આંતર રહસ્યને નહિ સમજતાં મૂઢજનો મારામાં પણ શંકા ધરાવે છે અને આ દુઃખદસંસારમાં ગોથાં ખાયા કરે છે. હું જ્યારે પુસ્તકરૂપે પ્રગટ થાઉંછું ત્યારે પુસ્તકરૂપે બોધ કરૂં છું. મૂર્તિ રૂપે પ્રગટ થાઉંછું ત્યારે જ્ઞાની મનુષ્યો મારી મૂર્તિમય અવસ્થા જોઇ તે પ્રમાણે બોધ લે છે અને બીજાઓને તે પ્રમાણે બોધ કરે છે; ક્ષત્રિય રૂપે અવતાર ધારણ કરૂંછું ત્યારે શસ્ત્રવડે દુષ્ટોનો સંહાર કરી ધર્મની સ્થાપના કરૂંછું અને ઋષિ કૂળમાં અવતાર ધારણ કરૂંછું ત્યારે દરેકને તત્વજ્ઞાન કરાવરાવી નિર્વાણ પદે પોહોચાડુંછું.

પ્રિય ધર્મધ્વજ ! આપણું અહીંઆં વખતો વખત મળવું થાય છે જે વખતે સૃષ્ટિના નિયમો માટે વિચાર કરી આપણે પોત પોતાના સ્વરૂપમાં સ્થિત થતા હતા આજે સર્વેને બોલાવ્યા છે તેનું કારણ જૂદું છે જે હમણાં કહેવાશે. તારી એક બાજુએ યમ છે અને બીજી બાજુએ ભક્ત છે તે તું જો. તારાથી એક એવું કાર્ય થયું છે કે તેને માટે હું તને યમ મારફતે શિક્ષા ન કરાવરાવું તો મારા નિયમો તરફ કોઈ લક્ષ્ય આપે નહી તેમજ હું ન્યાયિ પણ ન ગણાઉં. આ કારણથી આ ભક્તની રૂબરૂમાં ન્યાય કરી યમ મારફતે તને શિક્ષા કરાવરાવીશ.

તને કેટલાક મનુષ્યો ધ્વજરૂપે, કેટલાક મનુષ્ય રૂપે, કેટલાક દેવ રૂપે અને કેટલાક પુસ્તકના આકારમાં માનતા હોય તો પણ તને તેઓ જે રૂપે માને તે રૂપે તારે તેમનો સત્કાર કરવો એ તારી પ્રથમ ફરજ છે. જ્યારે તારૂં નામજ ધર્મધ્વજ છે ત્યારે તારી ધર્મધ્વજને એવા સત્વગુણી આલેખોથી ઉડાવવી જોઇએ કે આબાલ વૃદ્ધજનો તારી ધ્વજનાં દર્શન કરી તે ધ્વજ અધર્મધ્વજ નથી પરંતુ ધર્મધ્વજ છે એમ માને. તું મનુષ્ય રૂપે હોય તે વખતે પારકી સ્ત્રીઓ સામે કુદૃષ્ટિ

કરતો હોય, અન્યનું દ્રવ્ય તેના પૂછ્યા વિના લેતો હોય, અસત્ય બો-
લતો હોય, અન્યની ઉપર ઇર્ષા રાખતો હોય અને જેની હોય તેની
ચાડીઓ કરતો હોય એનો અધર્મનું ફળ છેજ પરંતુ જ્યારે તું
પુસ્તક રૂપે પ્રગટ થતો હોય તે વખતે પણ જો તું તેમાં અન્ય મ-
નુષ્યોની ઇર્ષાથી નિંદા કરતો હોય ત્યારે પણ તું અધર્મિ થાય છે.
જ્યારે તારામાં આવાં અધર્મનાં ચિન્હો દેખાય છે ત્યારે તારી પ-
ડતીની ધ્વજા ઉકેલતી જાય છે અને ચડતીની ધ્વજા વિંટળાતી જાય
છે જેની તને ખબર પડતી નથી. પરંતુ જેમ જેમ તું મનુષ્યોની
જૂઠી નિંદા કરતો જઇશ તેમ તેમ તારી ચડતીની ધ્વજા વિંટળાતી
જશે અને પડતી ધ્વજા ઉકેલાતી જશે હું તમને સઘળાને એક રૂ-
પેજ જોઉંછું, પરંતુ મારા સમભાવ રાખવાના નિર્વૈર ધારાનો
ખોટી રીતે લાભ લઇ અન્યનાં અંતઃકરણ ભેદાય એવાં તિરસ્કાર
કરવા યોગ્ય વચનો કોઇ પણ દ્વારાએ તું કાઢે એ ખરેખર તારા
નામને કલંક લગાડનાર છે. હું એકજ છું. મારામાંથી તું, યમ, ભક્ત,
પ્રાતઃકાળ, માધ્યાન્હકાળ, સાયંકાળ, સર્વે દિશાઓ, શંખ, ચક્ર,
ગદા, પદ્મ, પુરૂષો, સ્ત્રીઓ અને બ્રહ્માંડો ઉત્પન્ન થયાં છે, એટલે
તુંજ મને પ્રિય છે અને અન્ય નથી એમ નથી. પરંતુ તું મારી
ઉપાસના કરે છે અને તારાવડેજ મનુષ્યો મારા સ્વરૂપને ઓળખી
શકે છે એવી સમજથી હું વખતો વખત તારી સાહાય કરૂંછું અને
તારી ધર્મધ્વજ મનુષ્યોમાં ફેલાય એવા આશયથી કોઇ કોઇ વખત
તારાં અજ્ઞાનતાવાળાં વચનો ઉપર હું લક્ષ્ય આપતો નથી. પરંતુ
તારાં તેવાં વચનોને નહી સુધારતાં તારા મત્સરી વિચારોને તારી
ધ્વજામાં ચિતરાવી તે ધજાને ઉંચે ચડાવી પડવાની લગાર પણ બીક
રાખ્યા શિવાય પવનના ઝપાટાથી જ્યાં ત્યાં ફેંકે છે એ તારા જેવા

શ્રેયના રસ્તે જવા ઇચ્છા કરનારને માટે એક વિઘ્ન રૂપ છે. તારા અયોગ્ય વિચારની ધ્વજાને સજસ્ સ્વભાવવાળા, ઇર્ષ્યાવાળા અને તત્ત્વનો નિર્ણય નહિ કરનારા પોતાને નામના જીજ્ઞાસુ કે ભક્ત માનનારા મનુષ્યો અંતરમાં ધારણ કરી તારા એવા બ્રહ્મરાક્ષસી વિચારોને અનુમોદન આપી જેમ શુષ્ક લાભ મળવાથી કે શુષ્ક દેખાવથી હિજડાઓ ટાળોટા પાડી પ્રસન્ન થઈ જ્યાં ત્યાં ફરતા ફરે તેમ તારા અધર્મિ વિચારોની પ્રસાદીથી એક બીજાને તાળી આપી "ધર્મધ્વજે" ઠીક ચિતર્યું છે એમ કહી દેડકાની માફક ફુલાઇ જઇ પેટ ફાટવાથી મૃત્યુના શરણે જવાની તૈયારી કરે એ તેવા મનુષ્યો માટે ઓછું દયા ખાવા યોગ્ય નથી. જ્યારે સાધારણ મનુષ્યોના ગુણ દોષો જોવાથી મન દોષિત થઇ પાપ સંસ્કારવાળુ થાય છે ત્યારે હે ધર્મધ્વજ! મહા પુરૂષો કે જેઓ નિષ્પાપ હોઇ કેવળ યોગ વિદ્યામાં અને તત્ત્વ ચિંતનમાં પોતાનું આયુષ્ય પૂરૂં કરતા હોય અને જેમનામાં કોઇપણ જાતના દોષનો ગંધ પણ ન હોય એવા મહા પુરૂષોમાં તદન જૂઠા દોષોનો આરોપ મૂકી અન્યની આગળ પ્રગટ કરવાથી તેવા મનુષ્યો કેવી ગતિને પામતા હશે તેનો વિચાર કરવાનું તનેજ સોંપુછું. કોઇ આચાર્ય એમ ઉપદેશ કરે કે અન્યની નિંદા કરવી નહીં, પોત પોતાના વર્ણાશ્રમના ધર્મો બરોબર પાળવા અને અભ્યાસ વૈરાગ્યથી સ્વરૂપાનુ સંધાન કરવું. આવો ઉપદેશ કર્યા પછી તે ઉપદેશમાંથી એક પણ ઉપદેશ પોતે પાળે નહીં તો તે ઉપદેશની અસર બીજાને કેવી રીતે થવાની હતી ? તેવીજ રીતે તારા ધર્મની વિશાળ માનેલી ધ્વજામાં ચિત્રેલા શબ્દો ગમે તેવા ઉત્તમ પ્રકારના તું માનતો હોય તોપણ તે લેખમાં લખ્યા પ્રમાણે તારાથી તારા ધર્મની ધ્વજ નિર્દોષપણે અને બધામાં સમભાવ રાખીને જ્યાં

હોય ત્યાં ઉડાવાય નહી ત્યાંસુધી તારી ચડતીની ધ્વજા ઉકલીને આખી સૃષ્ટિમાં વિસ્તાર પામે નહીં એ નિ:સંદેહ છે. અષાઢ માસમાં વરસતા વરસાદની હજારો ધારાઓથી રસ્તા ઉપરનો મેલ સાફ થઇ તે મેલ એક વિશાળ વેહેરામાં વહિ દૂર પડે છે તેવી રીતે આ શાંત અને સત્વગુણી માસમાં તારા નામ પ્રમાણે તારે વર્તવાની દૃઢ ઇચ્છા હોય તો તારા સાત્વિક લેખોથી મનુષ્યો તારામાં સમાએલા લેખો વાંચી અધિક શાંત અને સત્વ ગુણવાળા બની પરમતત્વની પાસે આગળ વધવા વૃત્તિને બળવાન કરે. પરંતુ આવા સત્વિક માસમાં તું તારી ધર્મધ્વજમાં અન્યની તદન જૂઠી નિંદા કરી પાપની પોટલી માંથે ચડાવી તારા જેવા બીજાઓને પણ તેવા વિષયો વંચાવી જે મનુષ્યો તેવા નિંદીત વિષયોમાં રચ્યાપચ્યા રહેતા હોય તેમને પણ તારા પાપની પોટલીમાંથી થોડો થોડો પ્રસાદ વેંહેચી આપી તારી ધર્મધ્વજને કલંકીત દરાવે છે એ જોઇ ભક્ત જનોને તારા ઉપર દયાની લાગણી થાય છે. તારૂં નામ ધર્મધ્વજ છે એટલે તારે સમજવું તો જોઇએ છીએ કે ધર્મ આગળ સર્વ પ્રપંચો નકામા છે અને તેવા સર્વ પ્રપંચોને દૂર કરતાં સાત્વિક ગુણુવાળો ધર્મ અવશેષ રહે છે. આવા સત્વગુણવાળા ધર્મની વિશાળ ધ્વજ લોકોમાં ફેલાવાય તો લોકોના હૃદયને કેટલો આનંદ થાય? વળી કેવળ સાત્વિક ગુણવાળી ધ્વજા લોકોને આનંદ પમાડવા ઉપરાંત મારા શાંત સ્વરૂપનાં નિર્મળ કિરણો સાથે પણ અભેદ ભાવને પામવા માંડે. પરંતુ હે ધર્મધ્વજા! તારામાં રાગદ્વેષ હોય અને દ્વેષને લીધે તું બીજાઓની નિંદા કરવામાં પ્રવૃત્ત રહેતો હોય ત્યાંસુધી તારી ધ્વજા આગળ વધી શકે એમ નથી. તું એમ કહેતો હોય કે મારામાં સમભાવ છે અને રાગદ્વેષ નથી તો એવું સમજવું તે ભૂલ

ભરેલું છે. તારી ધ્વજામાં દૃષ્ટિ કરવાથી તેં ઇર્ષાથી મહા પુરૂષોની નિંદા કરી છે એમ સુનિશ્ચય થાય છે. આવા મહાપુરૂષો કે જેમને હું મારૂ પોતાનું સ્વરૂપ માનુંછું તેમના નિર્દોષ અને પવિત્ર કાર્યમાં તું પથ્થર રૂપ થઇ અટકાવ કરવા જાયતો જેમ સૂર્ય સામે ધૂળ નાંખી સૂર્યને ઢાંકવા પ્રયત્ન કરનારને મૂર્ખ ગણવામાં આવે તેવી રીતે તને તેના જેવો મૂર્ખ ગણે તો મારા ધારવા પ્રમાણે તને ખોટું લગાડવાનું કારણ રહે નહીં ? મહા પુરૂષોની નિંદાના શબ્દો તારી ધ્વજામાં દેખાય છે એ તારી ધ્વજાની પડતીનાં ચિન્હ છે. યોગીઓ તત્વ જ્ઞાનીઓ અને ભકતોના કરેલા અપરાધો હું સહન કરી શકતો નથી. તારા મનમાં એમ હોય કે અન્ય મહા પુરૂષો વધારે બુદ્ધિશાળી, શાંત, સત્વગુણી અને સંયમી થવાથી તેમના પ્રભાવ આગળ હું અને મારૂં કુટુંબ ઝાંખા પડી ગયા છીએ માટે તેવા મહાપુરૂષની ધર્મધ્વજદ્વારાએ નિંદા કરી તેમની કીર્તિને ઝાંખી કરવા પ્રયત્ન કરૂં તો લોકોમાં હું અને મારૂં કુટુંબ વધારે માન પામીએ. પરંતુ પ્રિય ભાઇ ? આવું સમજવું તે તદન ભૂલ ભરેલું છે. બુદ્ધિશાળી, શાંત, સત્વગુણી અને સંયમી થવા માટે વૈરાગ્યની અને અભ્યાસની જરૂર છે. અભ્યાસ અને વૈરાગ્ય દૃઢ થવાથી રાગદ્વેષ રહેતો નથી, અને રાગદ્વેષ દૂર થતાં કોઇની અયોગ્ય સ્તુતિ કે બીજાની નિંદા કરવાનું મન થતું નથી. હવે તું વિચાર કર કે જ્યાંસુધી તેં પોતાની સ્તુતિનો અને બીજાઓની નિંદાનો ત્યાગ કર્યો નથી ત્યાં સુધી તારામાં રાગદ્વેષ સજ્જડ ઘર કરીને રહ્યાં છે, અને જ્યાંસુધી રાગદ્વેષ તારામાં રહેલા છે ત્યાંસુધી તું બુદ્ધિશાળી, શાંત, સત્વગુણી અને સંયમી નથી. એક લીટીનું ખંડન કરવું હોય તો તે લીટીને ભૂસી નાંખવા રૂપ નિંદા કરનારને બુદ્ધિશાળી કહેવામાં આવતો

નથી પરંતુ તે લીટીથી મોટી લીટી તાણવા રૂપ ઉત્સાહથી આગળ વધવા રૂપ પ્રયત્ન કરનારને બુદ્ધિશાળી કહેવામાં આવે છે. અન્ય પ્રતિ દ્વેષ બુદ્ધિ રાખવાથી શાંત કહેવામાં આવતો નથી, પરંતુ અન્યનાં કટુ વચનો સહન કરનારને શાંત કહેવામાં આવે છે. લેખમાં તામસી અને નિંદક વચનોથી સત્વગુણી મનાતો નથી પરંતુ મહા પુરૂષોનાં ચરિત્રો અને મારા ગુણનું જેમાં વર્ણન છે એવા લેખો લખવાથી સત્વગુણી મનાય છે; પોતાના મનને જે તે વિહિત નિષિદ્ધ વિષયોમાં ભ્રમણ કરાવનારને સંયમી કહેવામાં આવતો નથી પરંતુ ચિત્તની વૃત્તિને ધારણ ધ્યાન અને સમાધિથી મારા સ્વરૂપમાં એકાગ્રતા પૂર્વક રોકી અપૂર્વ શાંતિ અને તૃપ્તિ ભોગવનારને સંયમી કહેવામાં આવે છે. આવા સંયમીજ ખરા યોગી, આચાર્ય અને દરેકને પૂજ્ય છે. આમાંનું તે શું સાધ્યું છે? હું ધારૂં છું કે તેં કંઇજ સાધ્યું નથી પરંતુ લગાર પણ પૂણ્ય કર્મોનો તેં સંચય કર્યો હશે તે મહા પુરૂષોની નિંદા કરવાથી ધોવાઇ ગયું છે; અને તે માટે તને શું દંડ દેવો તે હું સમજું છું, પરંતુ હું તો નિર્લેપછું, મનુષ્યો અને દેવોનાં પૂણ્ય પાપ કર્માનુસાર તે લોકો મારી સત્તાના નિયમાનુસાર સુખ દુઃખ ભોગવે છે. આ સત્તા મેં યમને આપેલી છે. યમ પણ પોતાના પાંચ સ્વરૂપ સાથે તારી પાસેજ બેઠેલા છે. તે યમ પ્રથમ પોતાના પાંચ સ્વરૂપનું ઓળખાણ આપી તને યોગ્ય દંડ દેશે.

આટલું બોલી ભગવાન્ મહાકાળ અદશ્ય થઇ ગયા. મહાકાળનાં વચનો સાંભળી ધર્મધ્વજને તેનામાં રાજસ્ ગુણને લીધે રીસ ચડી પરંતુ સત્તા આગળ શાણપણ નકામું છે તેવી રીતે મૌન રહેવાની જરૂર પડી. ભગવાન્ મહાકાળના ગયા પછી "યમ"

ઉભા થયા અને ધર્મધ્વજને નીચે પ્રમાણે કહેવા લાગ્યાઃ—

હે ધર્મધ્વજ! ભગવાન્ મહાકાળની આજ્ઞાથી મારે મારૂં કર્તવ્ય તપાસવું જોઇએ. તને હું દંડ દઉં ત્યાર પહેલાં એક બંધુ તરીકે તને યોગ્ય સલાહ આપવી યોગ્ય ધારી હું નીતિનાં વચનો કહું છું તે એકાગ્રતાપૂર્વક શ્રવણ કર. પ્રિય બંધુ! આપણી શી ફરજ છે તે આપણે જ્યાં સુધી સમજતા નથી ત્યાં સુધી આપણે નામ પ્રમાણે ગુણ ધરાવી શકતા નથી. મનુષ્યો અને દેવો વસ્તુતાએ એકજ પીતાના સંતાન છે, પરંતુ જે પુરૂષો યોગ અગ્નિવડે પોતાના હૃદયમાંના મળને બાળી નાંખી દિવ્ય સ્વરૂપ બનાવી પરમાત્મા સાથે સંલગ્ન થઈ રહ્યા છે તે પુરૂષોની પરમાર્થિક મહત્તા સર્વોત્કૃષ્ટ ગણાય એ વિના કહેજ સમજાય એવું છે. તેવા મહાપુરૂષો અધિકારીને ઉપદેશ કરતા છતા ગમે તે સ્થળે વિચરતા હોય તો તારા જેવા ધર્મધ્વજ ફરકાવનારાએ વધારે ખુશી થવા જેવું છે. ભગવાન્ શંકરાચાર્ય, શ્રી કૃષ્ણ પરમાત્મા, શ્રીરામ આદિ ઇશ્વરી અવતાર અને શ્રી મીરાંબાઇ, શ્રી નૃસિંહમહેતા વગેરે ભક્તજનોની પણ નિંદા કરનાર મળી આવ્યાછે તો તું પણ મહાપુરૂષોની નિંદા કરે એ ખરેખરી રીતે તારા જેવાને શરમભરેલું છે. પરંતુ માણસ ભૂલને પાત્ર છે, એ વચનાનુસાર અજ્ઞાનતાથી તારી ભૂલ થઇ છે એમ તું અંતઃકરણથી સમજી તે માટે તું પશ્ચાતપ કરતો હોય તો તારા અપરાધ ભગવાન્ મહાકાળ ક્ષમા કરે એમ છે. અત્યાર સુધી જે બન્યું તે બન્યું. પરંતુ હવેથી બહુજ સાવધ રહેજે. સંસારના માર્ગો ઉપરથી રમણીય લાગે છે પરંતુ સંસારમાં જૂદી જૂદી પ્રવૃત્તિવાળા મનુષ્યો સાથે રહી મહાકાળના સ્વરૂપને પામવાનો માર્ગ પ્રથમ બહુજ સાંકડો અને ઊંચો નીચો લાગે છે. આ

માર્ગમાં અવિવેકી અને અયોગ્ય મનુષ્ય ગમન કરી આત્મ સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરે નહિ માટે ભગવાને તે માર્ગમાં ભૂલભૂલામણી મૂકી છે અને તેના મનુષ્યોને વ્યામોહ પમાડવા ઉપરથી રમણીય લાગે એવી વસ્તુઓ ઠેર ઠેર મૂકી દીધીછે. જે મનુષ્યો આવી વસ્તુએ. તરફ દૃષ્ટિ કરે છે તે મનુષ્યો માર્ગનું ભાન ભૂલે છે અને ખાડામાં પડે છે. વળી આવા અવિવેકી મનુષ્યો કદાચ તેવી મોહક વસ્તુઓ તરફ દૃષ્ટિ કરતા ન હોય તો તેઓના હૃદયમાં શ્રી ઇશ્વરની સત્તા જૂદાજૂદા સંકલ્પ વિકલ્પ કરાવરાવી તેના માર્ગમાંથી પતન કરે છે. આ માણસ મારા કરતાં શ્રેષ્ઠ કેમ મનાય? આ મહાપુરૂષને બધા મનુષ્યો પૂજ્ય કેમ ગણે? આજે ઉપાસકોમાંથી કેટલાકે મને ઠપકો આપ્યો? વગેરે જાતના વિચારો મનમાં આવવાથી તેવા મનુષ્યો રસ્તામાંથી ખાડામાં પડે છે અને મોહક વસ્તુઓ ઉપર પ્રીતિ રાખી તે વસ્તુઓમાં સંલગ્ન થઇ જનાર ખાડામાં પડેલા મનુષ્યો સાથે સભ્યા કરે છે. એકજ ખાડામાં પડેલા વિષયી અને નિંદક મનુષ્યો પોત પોતાના પાપ પ્રમાણે દુઃખ ભોગવે છે ત્યારે વિષયી અને નિંદકમાં તફાવત શો રહ્યો? માટે હે ભાઇ? હવેથી મારા ધર્મની ચઢતીની ધ્વજા વિંટાય નહિ અને પડતીની ધ્વજા ઉકલે નહિ. તે માટે સાવધાનતા રાખજે. તારાં આવાં નિંદક કૃત્યોથી હાલમાં તારી ચઢતીની ધ્વજા વિંટાતી જાયછે અને પડતીની ધ્વજા ઉકલતી જાયછે એ નિર્વિવાદ છે, પરંતુ જો તું યોગ્ય પ્રયત્ન કરીશ અને મારા પાંચ સ્વરૂપનું તને ભાન કરાવરાવુંછું તે પ્રમાણે મારાં પાંચ સ્વરૂપની શુદ્ધ ભાવથી ઉપાસના કરીશ તો તારી ચડતીની ધ્વજા ઉકલતી જશે અને પડતીની ધ્વજા વિંટાતી જશે. મારા પાંચ સ્વરૂપમાંથી પેહેલાને અહિંસા બીજાને સત્ય, ત્રીજાને અસ્તેય, ચોથાને બ્રહ્મચર્ય અને

પાંચમાને અપરિગ્રહ કહેછે. મારા પ્રથમના સ્વરૂપને જે મનુષ્ય શુદ્ધ હૃદયથી ઉપાસે છે એટલે જે મનુષ્યો મનથી કોઇનું પણ બુરૂ ઇચ્છતા નથી, જીભથી કોઈને અપ્રિય લાગે એવાં વચનો કહેતા નથી અને શરીરથી કોઇને દ્વેષ બુદ્ધિ પૂર્વક પીડા કરતા નથી તે મનુષ્યો સર્વ સ્થળે વિજય પામે છે. પરંતુ જે મનુષ્યો મારી શુદ્ધ હૃદયથી ઉપાસના કરતા નથી એટલે બીજાઓનું ક્યારે ખરાબ થાય એમ મનથી ઇચ્છે છે, જીભથી બીજાઓનો તિરસ્કાર કરે છે અને શરીરથી બીજાઓને પીડા કરે છે તે મનુષ્યો કોઈપણ સ્થળે વિજય પામતા નથી. આવા મનુષ્યોના હૃદયમાં દયાનો લેશ પણ હોતો નથી જેથી દયાના અભાવે આવા મનુષ્યોનાં હૃદય ક્રુર બનતાં જાય છે. જ્યારે મારા પ્રથમના સ્વરૂપને કોઈ મનુષ્ય ઓળખતો નથી ત્યારે મારૂં બીજું સ્વરૂપ તેવા મનુષ્યને સ્વપ્નમાં પણ દેખાતું નથી. મારૂં બીજુ સ્વરૂપ કે જેને સત્ય કહેવામાં આવે છે તેનું શુદ્ધ ભાવથી ધ્યાન ધરનારને એટલે સત્ય બોલનારને સત્ય વસ્તુનું ભાન થાય છે, પરંતુ જે મનુષ્યો ડગલે ડગલે જૂઠું બોલતા હોય તેમને સત્ય વસ્તુનું ભાન ક્યાંથી થાય? તેવા અસત્ય બોલનાર મનુષ્યોને સર્વસ્થળે એટલે પાહાડ, પર્વત, ઝાડ, આકાશ, પાતાળ, ઘરમાં અને બહાર અસત્યજ ભાસે છે. પરંતુ સત્ય બોલનાર અનુભવ કરેલા સત્યને સર્વસ્થળે એટલે પાહાડમાં, પર્વતમાં, ઝાડમાં, આકાશમાં, પાતાળમાં, ઘરમાં અને બહાર પ્રેમથી જૂએ છે. સત્ય બોલનાર જ્યાં જ્યાં દૃષ્ટિ કરે છે ત્યાં ત્યાં તેને સત્યજ ભાસે છે. સત્ય બોલનાર મનુષ્ય, સ્ત્રી તરફ દૃષ્ટિ કરે છે તો તે સ્ત્રીનું અધિષ્ઠાન સત્ય છે એમ તેને સુનિશ્ચય થવાથી તે સ્ત્રીને સત્ય રૂપ માને છે. તે સત્ય બોલનાર મનુષ્ય અનુભવ સિદ્ધ પ્રમાણે જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં તેને સ-

ત્યજ દેખાય છે. તે મનુષ્યને કોઇ ગાળોદે તેપણ તે ગાળો તેને સત્યજ લાગે છે, કોઈ સ્તુતિ કરે તોપણ સત્ય લાગેછે, કોઇ નિંદા કરે તોપણ સત્ય લાગેછે, કોઈ ખાવા આપે તોપણ તે તેને સત્યજ લાગે છે, કોઇ માન આપે તો તે તેને સત્ય લાગે છે અને કોઇ અપમાન કરે તોપણ તે તેને સત્યજ લાગેછે એવી રીતે મારા બીજા સ્વરૂપની શુદ્ધ ભાવનાથી જે મનુષ્યો ઉપાસના કરે છે તેને સર્વ સ્થળે સત્યજ ભાસે છે. મારા બીજા સ્વરૂપની જેણે બરોબર ઉપાસના કરી છે તેને મારૂં ત્રીજું સ્વરૂપ દુઃખ દેતું નથી. કારણકે સત્ય બોલનાર મહા પુરૂષ મારૂં ત્રીજું સ્વરૂપ જેને અસ્તેય કહેવામાં આવે છે તેને બરોબર ઓળખે છે, એટલે સત્ય બોલનાર મહા પુરૂષ કોઇની પણ વસ્તુ તરફ દૃષ્ટિ સરખી પણ નથી કરતા તો તે વસ્તુ તો લે પણ કયાંથી! સત્ય બોલનારને સર્વ વસ્તુઓ આવી મળે છે એટલે બીજાઓની વસ્તુઓ તરફ સત્ય બોલનાર તદન બેદરકાર રહે છે. મારૂં ચોથું સ્વરૂપ બ્રહ્મચર્ય છે. જે મનુષ્યો મારા ચોથા સ્વરૂપની શુદ્ધ ભાવથી ઉપાસના કરે છે એટલે મન, વાણી અને શરીરથી પારકી સ્ત્રીનો સંગ ત્યજે છે તેમજ દિવસે, ઋતુથી બીજ કાળે, પર્વ અને વ્રતને દિવસે સ્વ સ્ત્રીનો ત્યાગ સેવે છે તે મનુષ્યો સર્વ સ્થળે વિજય પામી શકે છે. આ સ્વરૂપની ઉપાસના કરવાથી મન દૃઢ થાય છે, વાણી નિર્દોષ થાય છે, અને ભગવાન્ મહાકાળના સ્વરૂપમાં લાંબા સમય સુધી સ્થિરતા રહી શકે છે. જે મનુષ્યોએ આ સ્વરૂપની બરોબર ઉપાસના કરી છે તે મનુષ્યો દેવને પણ હઠાવવાને શક્તિમાન થયા છે. મારા ચોથા સ્વરૂપને અને મહા કાળને ગાઢો સબંધ છે. મારૂં ચોથું સ્વરૂપ સંસારમાં ત્રિતાપથી શેકાતા મનુષ્યોને સંસાર બંધનથી મુક્ત કરે છે. મારૂં ચોથું સ્વરૂપ જો

યથાર્થ રીતે પળાયું હોય તો મૃત્યુને પણ પાછું હઠાવી શકાય છે. ભીષ્મ પીતાનું ઉદાહરણ આ સ્થળે પ્રમાણ રૂપ છે. ભીષ્મ પીતાને લેવા આવેલા પાર્ષદોને ભીષ્મ પીતાએ બ્રહ્મચર્યના પ્રતાપથી કુતરાં બનાવી પોતાના પલંગની આસપાસ ચોકી કરવા મૂક્યા હતા અને ઉત્તરાયણના સૂર્ય થતાં ઇચ્છાનુસાર મૃત્યુને વશ થયા હતા, એ મહા ભારતમાં પ્રસિદ્ધ છે. માટે બ્રહ્મચર્યનો પ્રતાપ જબરો છે અને તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે.

મારૂં પાંચમું સ્વરૂપ અપરિગ્રહ છે તેની શુદ્ધ હૃદયથી ઉપાસના કરવાથી એટલે મમતા પૂર્વક ભોગ સામગ્રી એકત્ર નહિ કરનારને કોઇ પણ દિવસ ચિંતા કરવાનું કારણ રહેતું નથી. જે મનુષ્યો મમતા પૂર્વક ભોગ સામગ્રી એકત્ર કરી તેમાં હું પણાની બુદ્ધિ સ્થાપે છે એટલે આ સઘળા પદાર્થો મારા છે એમ દૃઢ રાગ પૂર્વક માને છે તે મનુષ્યોને તેની ભોગ સામગ્રીથી વેહેલા મોડા પસ્તાવાનું કારણ રહે છે. પરંતુ પદાર્થો ઉપર મમતા નહિ રાખનાર એટલે તે પદાર્થો મળ્યા છે ખરા પરંતુ પ્રારબ્ધથી આવી મળ્યા છે, હું તો માત્ર નિમિત્ત માત્રછું, તે પદાર્થો રહે તોએ શું અને જાય તોએ શું ? આવું માનનાર મનુષ્યોને પસ્તાવાનું કારણ રહેતું નથી. જે મનુષ્યો આભોગ સામગ્રી તરફ મમતા રાખતા નથી તેઓનાં હૃદય નિષ્પાપ થવાથી તેવા હૃદયમાં મહાકાળની પ્રભા યોગ્યતા પ્રમાણે પડે છે.

હે ધર્મધ્વજા! મેં તને આ પ્રમાણે મારા પાંચે સ્વરૂપનું વર્ણન ટુંકામાં કરી બતાવ્યું. જો તું મારા પાંચે સ્વરૂપનો ઉપાસક પ્રથમથી હોત એટલે મન, વાણી અને શરીરથી અન્યને પીડા કરી ન હોત, કોઇનું અહિત ન થાય એવું યથાર્થ અને પ્રિય બોલ્યો હોત, અસ્તેયપણું પાળ્યું હોત, બ્રહ્મચર્યનું યથાર્થ સેવન કર્યું હોત

અર્થાત્ સ્વદાર સંતોષ રાખ્યા ઉપરાંત બ્રહ્મ તરફ વૃત્તિનો વેગ વધાર્યો હોત, અને મમતાપૂર્વક ભોગસામગ્રી એકત્ર કરી ન હોત અથવા તારા મનાએલા તરફ રાગ ન રાખ્યો હોત અને અન્ય તરફ દ્વેષ ન રાખ્યો હોત તો તું મારા સ્વરૂપનો અધિકારી વેળાસર થયો હોત. પરંતુ તારાથી મારૂં સ્વરૂપ નહિ સમજાયાથી તેં અન્યની નિંદા કરવામાં પ્રવૃત્તિ કરીછે, જેથી મહાકાળને પામવાનાં બીજાં અંગો કે જેને નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ધારણા, ધ્યાન અને સમાધિ કહેવામાં આવે છે તે પણ તારાથી પ્રાપ્ત થવાનાં નથી જેથી તેવાં અંગોના અભાવે તે અંગોથી પ્રાપ્ત થતા મહાકાળના સ્વરૂપને તું સ્વપ્નમાં પણ અનુભવવા શક્તિમાન થઇશ નહિ. આનાં કરતાં બીજો તને વધારે હું શું દંડ કરૂં? મનુષ્યાવતાર કે દેવનો અવતાર ધારણ કરીને જે મનુષ્યો સંસારમાં સાવધાનતાથી વર્તતા નથી પરંતુ અભિમાનથી પોતાને સર્વજ્ઞ માની અન્યની અને તેમાં પણ મહાપુરૂષોની તદન ગેરવ્યાજબી રીતે નિંદા કરેછે તે લોકો મહાકાળના સ્વરૂપને પામતા નથી, આ મારો માર્મિક દંડ છે મૂઆ પછી તેમના કૃત્ય પ્રમાણે દંડ દેનાર યમરાજ જૂદા છે. હે ધર્મધ્વજ ! આ દંડ એમ સૂચવે છે કે હવે તારી પડતી થશે. જો તારે પડતીમાંથી ચડતીમાં આવવું હોય એટલે રાગદ્વેષના તિવ્ર સંસ્કારોથી હૃદય મલીન થઈ જવાથી અયોગ્ય વિચારો આવે છે જેથી માણસનામાં વિવેક રહેતો નથી જેથી આત્મ સ્વરૂપના જ્ઞાનનો તેને અભાવ હોવાથી તેનામાં જડતાના વિચારો આવે છે જેથી તેની ઉતરોતર પડતી થવા તે મનુષ્ય અયોગ્ય આચારવિચાર રાખે છે તેવા અયોગ્ય આચારવિચારથી થતી પડતીથી તારે ચઢતીમાં આવવું હોય તો એટલે તારા હૃદયમાં રહેલા

મળ સંસ્કારો દૂર થઇ વિવેક વૈરાગ્યની સહાયતાથી આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છા હોય તો અત્યારથી, આ ઘડીથીજ તું હૃદયમાં પસ્તાવો કર અને ભગવાન્ મહાકાળની સ્તુતિ કર કે હે પ્રભો ! મહાપુરૂષોની મારાથી અજ્ઞાનતાથી નિંદા થઇ ગઈ છે તેને માટે તેવા મહાપુરૂષોની અને આપની ક્ષમા માગું છું.

યમનો બોધ સાંભળી હે ભાઈ મોટમલાલ! જેમ કોઈ મનુષ્ય નિંદ્રામાંથી ઝબકીને જાગૃત થાય તેમ જાગૃત થયો અને યમનાં વચનોને પુષ્ટિ આપીને મેં પણ ધર્મધ્વજને કહ્યું કે હે ધર્મધ્વજ ! યમનાં વચનો અક્ષરે અક્ષર ખરાં છે. જેમ ચાલ્યા વિના ઇચ્છિત સ્થળે પહોંચાતું નથી તેમ ધર્મનાં વચનો ધારણ કર્યા શિવાય "ધર્મધ્વજ નામ ધારણ કરી શકાતું નથી. મને બધા ભક્ત કહે છે, પરંતુ નવધા ભક્તિમાંની એક પણ ભક્તિ હું સિદ્ધ ન કરૂં તો મારૂં ભક્ત નામ પણ નકામું છે તેવી રીતે ધર્મના પરિપાલન વગર તારૂં "ધર્મધ્વજ" નામ નકામું છે. તું સમજે છે કે જ્યાં સુધી મત્સર નામનો દુષ્મન તારી પછવાડે લાગ્યો છે એટલે અન્યનો ઉત્કર્ષ તારાથી સહન થઇ શકતો નથી ત્યાં સુધી તારો પણ ઉત્કર્ષ થઈ શકવાનો નથી. જે મનુષ્યોને પોતાની ઉન્નતિ ઇચ્છવી હોય તે મનુષ્યોએ બીજાની ઉન્નતિ માટે પ્રભુની પ્રાર્થના કરવી, જે મનુષ્યોને મહાપુરૂષ થવાની ઇચ્છા હોય તે મનુષ્યોએ દરેક મનુષ્યમાં મહાપુરૂષની ભાવના કરી ખરા મહાપુરૂષના ચરણકમળમાં પ્રેમ રાખવો; જે મનુષ્યને સાધક થવાની ઇચ્છા હોય તેણે દરેકમાં સાધક બુદ્ધિ સ્થાપવી અને જે પુરૂષને પોતાની ધર્મધ્વજ નિર્દોષ રીતે મનુષ્યોના સમુહમાં ફેલાવવી હોય તેણે બીજાઓના ધર્મ તરફ શુદ્ધ ભાવથી પ્રેમ રાખવો જોઇએ. તું પંડિત છે તેથી

તને વિશેષ કહી શકતો નથી, પરંતુ એક બંધુ તરીકે મેં આટલી મારી ફરજ બજાવી છે તેને માટે તારી પાસે ક્ષમા માગું છું હવે છેવટે તને શીખામણ આપું છું કે હવેથી તું સાવધાનતાથી સંસારમાં વર્તજે અને તારી ધર્મધ્વજ નિર્દોષ રીતે જ્યાં ત્યાં ફેલાય એમ પ્રયત્ન કરજે.

## ધર્મધ્વજને શીખામણ.

ધર્મતણા ધ્વજ સાંભળો, રાગ દ્વેષ કરી દૂરજી;
વિપત નડે સૃષ્ટિ કાર્યમાં, થાશો નહિ તમે ક્રુરજી. ધર્મતણા. ૧
ધરમ અધર્મ બે સાથીઓ, આપે માન અપમાનજી;
સંગે રહો સદા ધરમની, જેથી પામો ખાન પાનજી. ધર્મતણા. ૨
પરદ્રવ્ય મહિલાની આશથી, પામો યશ ન લગારજી;
નિંદા ત્યાગો અન્ય દેવની, પામો ઇશ સર્વાધારજી ધર્મતણા. ૩
ઋષિ મુનિ સઘળા જે સુણિયા, પામ્યા પદ નિરવાણજી;
પંથ ગ્રહો પ્રોને તે તમે, ભાષા જોઇને ગીર્વાણજી. ધર્મતણા. ૪
ભાષા જાણો આખા વિશ્વની, વળી ગગને પધારોજી;
ત્યાગવિના ખટ દુષ્મનો હઠે કયમ ભવ આરોજી. ધર્મતણા. ૫
જે જે કરો શુભ કાર્યને, રાખો હૃદયની માંયજી;
કર્તવ્યના તિવ્ર વેગને, પ્રકટાવો ન જ્યાં ત્યાંયજી. ધર્મતણા. ૬
શાંત રહો વીરા સર્વદા, દિવ્ય કૂળના મમ હિરાજી;
ચીરા કરો રાગ દ્વેષના, રાખી શમ ધીરા ધીરાજી. ધર્મતણા. ૭
શાણા શીખામણ માનજો, કરી દૂર અરિ મોહજી;
સ્પર્શ થતાં મણિ લોહને, ત્યજે રૂપ શીઘ્ર લોહજી. ધર્મતણા. ૮

**ઈતિ શિવમ્.**

## નીચેનાં પુસ્તકો મારા તરફથી રચવામાં આવ્યાં છે.

| | કીંમત. |
|---|---|
| શ્રેયસાધકનાં લક્ષણો .. .. .. | ૦—૧— |
| સતી સ્ત્રીઓનાં લક્ષણો ... ... ... | વિના મૂલ્ય |
| શ્રી સદ્‌ગુરૂનાં લક્ષણો .. ... .. | ૦—૦— |
| મેવાડ મહોદધિ મંથન અને કળિયુગના ચમત્કારો. | વિના મૂલ્ય |

---

### નીચેનાં પુસ્તકો તૈયાર થાય છે.

| | |
|---|---|
| મહિલા પરિષદનું કર્તવ્ય ... ... ... | ૦—૧—૦ |
| પ્રાણવિનિમય વિદ્યા ... .. .. | ૧—૦—૦ |
| સિદ્ધસાધકનું સ્વપ્ન (પૂર્વાર્ધ)... .. .. | ૦—૧—૦ |
| શિષ્યનું શ્રી સદ્‌ગુરૂ પ્રત્યેનું કર્તવ્ય .. .. | ૦—૪—૦ |
| યોગીરાજ ... .. .. .. | ૨—૮—૦ |

સર્વે પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**મણિલાલ મગનલાલ ત્રિવેદી.**

રાયપુર પખાલીની પોળ—ચાર શેરી ડેહેલામાં મુ. અમદાવાદ